# 1 રેલવેસ્ટેશન




ઉપર આપેલા ચિત્રનું અવલોકન કરો. ચિત્રના આધારે સ્વાધ્યાયના પ્રશ્નો વિશે વિચારો.

## અભ્યાસ

- ચિત્ર જોઈ નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :

  (1) ચિત્રમાં કોણ કોણ નજરે પડે છે ?

  (2) કયા કયા સ્ટૉલ નજરે પડે છે ?

(3) ઘડિયાળમાં કેટલા વાગ્યા છે ?

(4) કયા કયા ફેરિયાઓ નજરે પડે છે ?

## સ્વાધ્યાય

**1. તમે રેલવેસ્ટેશન કે બસ સ્ટેશન પર ગયા જ હશો. તમારા અનુભવના આધારે નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :**

(1) કયા કયા સ્ટૉલ જોવા મળે છે ?

(2) કઈ કઈ સૂચનાઓ લખેલી હોય છે ?

(3) કયા કયા વિભાગ અને બારીઓ હોય છે ?

(4) લાઉડસ્પીકર દ્વારા કઈ કઈ સૂચનાઓ અપાતી હોય છે ?

(5) કયા કયા ફેરિયાઓ જોવા મળે છે ?

(6) જાહેર સ્થળોની સ્વચ્છતા જાળવવા તમે શું કરશો ?

**2. નીચેના જાહેર સ્થળો પર જોવા મળતી સૂચનાઓની નોંધ કરો :**

(1) શાળા (2) દૂધમંડળી (3) આરોગ્યકેન્દ્ર (દવાખાનું) (4) ગ્રામપંચાયત

(5) બસ સ્ટેશન

**3. ઉદાહરણ મુજબ શબ્દ બનાવો : રેલવે - રેલવેસ્ટેશન**

(1) બસ – .........................

(2) જહાજ – .........................

(3) વિમાન – .........................

(4) રિક્ષા – .........................

(5) હેલિકૉપ્ટર – .........................

**4. સ્વચ્છતા, ધૂમ્રપાન-નિષેધ કે સારા વર્તનને લગતાં સૂત્રો લખો કે બનાવો.**

## પ્રવૃત્તિઓ

- વિવિધ સ્થળોનું અવલોકન કરો.
- વિવિધ ચિત્રો અને ચિત્રવાર્તાનું અવલોકન કરી તેનું વર્ણન વર્ગમાં કરો.
- રેલવે અને બસનાં સમયપત્રક મેળવો.